## ભાગ ∘ ૩



☐ મૂલ્ય રૂ. ૭-૫૦





☐ લેખક : ગિજુભાઈ બધેકા  સજાવટ : આબિદ સુરતી

☐ પ્રકાશક : આર. આર. શેઠની કંપની, પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ ૪૦૦ ૦૦૨ તથા અમદાવાદ - ૩૮૦ ૦૦૧
☐ પરિષ્કૃત દ્વિતીય આવૃત્તિ ૧૯૮૯ ☐ મુદ્રક : જયકર ઓફસેટ પ્રિન્ટર્સ શિવાકાશી - ૬૨૬૧૮૯

# સાત પૂંછડિયો ઉંદર

એક હતો ઉંદર. એને સાત પૂંછડીઓ હતી. એક વાર એની માએ એને નિશાળે મોકલ્યો. નિશાળે છોકરાં ઉંદરની સાત પૂંછડીઓ જોઈને એને ખીજવવા લાગ્યાં –

સાત પૂંછડિયો ઉંદર,
ભાઈ, સાત પૂંછડિયો ઉંદર!
સાત પૂંછડિયો ઉંદર,
ભાઈ, સાત પૂંછડિયો ઉંદર!

ઉંદર તો રોતો રોતો ઘેર આવ્યો. એની મા કહે – શું કામ રડે છે? નિશાળમાંથી પાછો કેમ આવ્યો?

ઉંદર કહે – એં, એં, એં! મને બધાં 'સાત પૂંછડિયો ઉંદર', 'સાત પૂંછડિયો ઉંદર' કહીને ખીજવે છે.

મા કહે – કપાવી આવ એક પૂંછડી. જા સુતારને ત્યાં. ઉંદર તો સુતારને ત્યાં ગયો ને એક પૂંછડી કપાવી આવ્યો. ઉંદરને છ પૂંછડીઓ રહી.

બીજે દિવસે ઉંદર નિશાળે ગયો ત્યાં છોકરાં પાછાં ખીજવવા લાગ્યાં –

છ પૂંછડિયો ઉંદર,
ભાઈ, છ પૂંછડિયો ઉંદર!
છ પૂંછડિયો ઉંદર,
ભાઈ, છ પૂંછડિયો ઉંદર!

પાછો ઉંદર તો ઊં, ઊં, ઊં, કરતો ઘેર આવ્યો ને ઘંટી નીચે રિસાઈને બેઠો. એની મા કહે – કયાં ગયો ઉંદરડો? એલા, જમવા ચાલ; ભૂખ નથી લાગી?

ઉંદર કહે – એં, એં, એં! અમે નહિ જમીએ. અમને બધાં 'છ પૂંછડિયો ઉંદર', 'છ પૂંછડિયો ઉંદર' એમ કહીને ખીજવે છે.

મા કહે – જા પાછો સુતારને ત્યાં ને એક પૂંછડી કપાવી આવ. ઉંદરભાઈ તો સુતાર પાસે ગયા ને વળી એક પૂંછડી કપાવી આવ્યા. હવે ઉંદરને પાંચ પૂંછડીઓ રહી.

બીજે દિવસે ઉંદરભાઈ સ્લેટ અને પેન લઈને નિશાળે ગયા. આઘેથી ઉંદરભાઈને આવતા જોઈને બધાં છોકરાં કહે – ઓ આવ્યા પેલા ઉંદરભાઈ! ઉંદરની પાંચ પૂંછડીઓ જોઈને છોકરાં તો વળી ખીજવવા લાગ્યાં –



પાંચ પૂંછડિયો ઉંદર,
ભાઈ, પાંચ પૂંછડિયો ઉંદર!
પાંચ પૂંછડિયો ઉંદર,
ભાઈ, પાંચ પૂંછડિયો ઉંદર!

ઉંદરભાઈ તો ખિજાયા ને હોં, હોં, હોં, કરતા ઘેર આવ્યા ને પેટી ઉપર બેઠા. એની મા કહે – વળી શું થયું? હેં, હેં, હેં, કરીને રડે છે શાનો?

ઉંદર કહે – મને બધાં 'પાંચ પૂંછડિયો ઉંદર', 'પાંચ પૂંછડિયો ઉંદર' એમ કહીને ખીજવે છે.

મા કહે – જા પાછો સુતારને ત્યાં ને કપાવીને આવ એક પૂંછડી.

પછી તો ઉંદરભાઈને ચાર પૂંછડીઓ રહી.

મા કહે – હવે જા નિશાળે. હવે તને કોઈ નહિ ખીજવે.

પણ પાછા ઉંદરભાઈ નિશાળે ગયા ત્યાં તો બધાંય ખૂબ ખૂબ ખીજવવા લાગ્યાં. ઉંદરભાઈ તો પાછા મોટો રાગડો કાઢતા કાઢતા ઘેર આવ્યા ને મોં ચઢાવીને બેઠા. મા કહે – ચાલ ને હવે ખાવા? મોં ચડાવીને શું બેઠો છે?

ઉંદર કહે – એં, એં, એં! અમને બધાં ખીજવે છે. હજી બધાં કહે છે કે 'ચાર પૂંછડિયો ઉંદર', 'ચાર પૂંછડિયો ઉંદર.' અમે હવે નિશાળે નહિ જઈએ!

મા કહે – એમ તે થાય, બેટા! એક પૂંછડી કપાવી આવ.

ઉંદરે વળી એક પૂંછડી કપાવી. એટલે તો એને ત્રણ જ પૂંછડીઓ રહી. વળી પાછા ચોરણી પહેરીને ને એમાં પૂંછડીઓ સંતાડીને ઉંદરભાઈ નિશાળે ગયા.

બધાં છોકરાં કહે – આજ તો ઉંદરભાઈ ચોરણી પહેરીને આવ્યા છે! પણ ઉંદરભાઈ જ્યાં મૂતરવા બેઠા ત્યાં તો બધાંય એની ત્રણ પૂંછડીઓ ભાળી ગયાં.

બધાં છોકરાં કહે – અહો! આ તો

ત્રણ પૂંછડિયો ઉંદર,
ભાઈ, ત્રણ પૂંછડિયો ઉંદર!
ત્રણ પૂંછડિયો ઉંદર,
ભાઈ, ત્રણ પૂંછડિયો ઉંદર!



ઉંદર તો રોતો રોતો ભાગી જ ગયો અને ઘરમાં આવીને કોઠી નીચે ભરાઈને ઍં, ઍં, ઍં! કરવા લાગ્યો.

પછી તો ઉંદરે ત્રીજી પૂંછડી કપાવી નાખી; તોય બધાં ખીજવવા લાગ્યાં, પછી તો એને એક પૂંછડી રહી. નાહીધોઈને ઉંદરજી પાછા નિશાળે ચાલ્યા. મા કહે – હવે તને કોઈ નહિ ખીજવે. હવે તારે એક જ પૂંછડી છે. પણ ઉંદરભાઈને તો બધાંએ ખૂબ ખીજવ્યા. બધાં એક પૂંછડીને અડે ને ખીજવે.

એક પૂંછડિયો ઉંદર,
ભાઈ, એક પૂંછડિયો ઉંદર!
એક પૂંછડિયો ઉંદર,
ભાઈ, એક પૂંછડિયો ઉંદર!

ઉંદરભાઈ તો પાછા મોટી પોક મૂકતા મૂકતા ઘેર આવ્યા. મા કહે – વળી રોતો રોતો આવ્યો? તને તે થયું છે શું?

ઉંદર કહે – બા, બા! હજી મને બધાં ખીજવે છે. કહે છે કે 'એક પૂંછડિયો ઉંદર, ભાઈ, એક પૂંછડિયો ઉંદર!' બધાંને એક એક પૂંછડી છે તોય ખીજવે છે.

મા કહે – તો, ત્યારે એક પૂંછડી પણ કપાવી આવ.

પછી ઉંદરભાઈ તો બાંડા થઈ ગયા!

ઉંદરભાઈ તો નિશાળે ચાલ્યા. તે કહે – હવે કયાંથી ખીજવશે? હવે તો પૂંછડી જ કયાં છે? પછી નિશાળમાં ગયા ત્યાં તો બધાં છોકરાં ઉંદરભાઈને ઘેરી વળ્યાં અને પહેરણ ઊંચું કરીને ખીજવવા લાગ્યાં.

બાંડો ઉંદર, ભાઈ, બાંડો ઉંદર,
બાંડો ઉંદર, ભાઈ, બાંડો ઉંદર!

ઉંદરભાઈ તો સ્લેટપેન ફેંકીને ભાગ્યા. ઘરમાં આવીને લાંબા થઈને સૂતા ને મોટો ભેંકડો તાણીને રોવા લાગ્યા.



મા કહે – હવે શું છે? હજીયે કેમ રોવા બેઠો છો?

ઉંદર કહે – હજી પણ મને તો બધાં ખીજવે છે. એમ કહે છે કે 'બાંડો ઉંદર, ભાઈ, બાંડો ઉંદર'!

ઉંદરની મા કહે – જા ત્યારે, સુતાર પાસે જઈને એક પૂંછડી પાછી સંધાવી આવ.

ઉંદર તો સુતાર પાસે પૂંછડી સંધાવવા ગયો. જઈને કહે – સુતાર, સુતાર! મારી પૂંછડી સાંધી દે ને?

સુતાર કહે – કપાઈ ગયેલી પૂંછડી તે કાંઈ સંધાતી હશે? જા, જા, પાછો જા.

ઉંદર કહે –

સાંધ મારી પૂંછડી,
નહિ તો વાંસલો લઈને ભાગું;
સાંધ મારી પૂંછડી,
નહિ તો વાંસલો લઈને ભાગું.

સુતારે પૂંછડી સાંધી દીધી નહિ એટલે ઉંદર વાંસલો લઈને ભાગ્યો. રસ્તામાં તેને એક કઠિયારો મળ્યો. તે બિચારા પાસે વાંસલો ન હતો તેથી તે દાંતે લાકડાં કાપતો હતો. ઉંદર કહે – ભાઈ! દાંતે લાકડાં શા માટે કાપે છે? આ લે ને મારો વાંસલો! સારો મજાનો છે.

કઠિયારો વાંસલે વાંસલે લાકડાં કાપવા લાગ્યો, ત્યાં તો વાંસલો ભાંગી ગયો એટલે ઉંદર કહે –

લાવ મારો વાંસલો,
નહિ તો લાકડું લઈને ભાગું;
લાવ મારો વાંસલો,
નહિ તો લાકડું લઈને ભાગું.

કઠિયારો વાંસલો તો ક્યાંથી આપે? ઉંદરજી તો લાકડું લઈને ભાગ્યા. આઘેરોક ગયો ત્યાં તેણે એક ડોશી જોઈ. ડોશી ચૂલામાં પગ બાળીને રોટલો કરતી હતી. ઉંદર ડોશી પાસે જઈને કહે – ડોશીમા, ડોશીમા! મફતના પગ શું કામ બાળો છો! આ લો મારું લાકડું; આ લાકડું બાળીને રોટલો કરો.

ડોશીએ તે લાકડું ચૂલામાં નાખ્યું. થોડી વાર થઈ ત્યાં તો લાકડું બળી ગયું અને રોટલા પણ થઈ ગયા. ત્યાં તો ઉંદરભાઈ આવીને કહે – ડોશી, ડોશી! મારું લાકડું લાવ ને?

ડોશી કહે – હવે તો ક્યાંથી પાછું આપું? એ તો બળી ગયું!

ઉંદર કહે –

લાવ મારું લાકડું,
નહિ તો રોટલો લઈને ભાગું,
લાવ મારું લાકડું,
નહિ તો રોટલો લઈને ભાગું.

એમ કહી ઉંદર તો રોટલો લઈને ભાગ્યો. ભાગતાં ભાગતાં એક કુંભારની ભઠ્ઠીએ ગયો. ત્યાં કુંભાર બેઠો બેઠો ગારો અને દોણામાંથી દહીં ખાતો હતો. ઉંદર કુંભારને કહે – અરે ભાઈ! ગારો અને દહીં શું કામ ખાય છે? લે ને આ રોટલો? દહીં ને રોટલો ખા તો પેટ ઠરે.



કુંભારે તો રોટલો ને દહીં ખાધાં ને હોઇયાં કર્યાં. ત્યાં ઉંદરભાઈ આવ્યા ને કહે –

લાવ મારો રોટલો,
નહિ તો દોણું લઈને ભાગું;
લાવ મારો રોટલો,
નહિ તો દોણું લઈને ભાગું.

કુંભાર રોટલો કયાંથી આપે? રોટલો તો પેટમાં પડયો હતો! ઉંદરભાઈ રોટલાને બદલે દોણું લઈને ભાગ્યા. રસ્તામાં એક ભરવાડનું ઘર આવ્યું. ભરવાડ પાસે દૂધ દોહવાનું ઠામ ન હતું, એટલે એ બિચારો ખાંડણિયામાં દૂધ દોહતો હતો. ઉંદર તો તેની પાસે ગયો ને તેને કહે – બાપુ! આવા ખાંડણિયામાં તે શીદ ને દૂધ દુહે છે? લે ને આ દોણું!

ભરવાડ તો દોણું લઈને દૂધ દોહવા બેઠો. ત્યાં ભેંશ ભડકી અને દોણાને પાટુ માર્યું. દોણું ફૂટી ગયું. એટલામાં ઉંદર પાછો આવ્યો ને દોણું માગવા લાગ્યો. તે કહે –

લાવ મારું દોણું,
નહિ તો ભેંશ લઈને ભાગું;
લાવ મારું દોણું,
નહિ તો ભેંશ લઈને ભાગું.

ભરવાડ કાંઈ દોણું આપે તેમ ન હતો એટલે ઉંદરભાઈ તો ભેંશ લઈને ભાગ્યા. ભાગતાં ભાગતાં એક ખેતર આવ્યું. કણબી હળ હાંકતો હતો. એનો એક બળદ મરી ગયો હતો એટલે બળદને બદલે એણે હળમાં એની માને જોડી હતી. ઉંદર કણબીને કહે – અરે ભૂંડા! આ શું કરે છે? માને હળે જોડાતી હશે?



કણબી કહે – ભાઈ, શું કરું? એક બળદ મરી ગયો છે ને બીજાના પૈસા નથી. ડોશીને જોડયા વિના ખેતર કેમ ખેડાય?

ઉંદર કહે – લે ને ભાઈ! આ મારી ભેંશ! એ શા કામની છે? એને હળમાં જોડ ને ડોશીમાને પોરો આપ.

કણબીએ તો ડોશીને બદલે ભેંશને હળમાં જોડી ને ખેડવા લાગ્યો થોડુંક ખેડ્યું ત્યાં તો ભેંશને તડકો લાગ્યો તે ભસ દઈને નીચે પડી ને મરી ગઈ.

ત્યાં તો ઉંદરભાઈ આવી પહોંચ્યા. આવીને કહે – મારી ભેંશ લાવ.

કણબી કહે – ભાઈ! ભેંશ તો મરી ગઈ. હવે ક્યાંથી આપું?

ઉંદર કહે –

લાવ મારી ભેંશ,
નહિ તો ડોશી લઈને ભાગું;
લાવ મારી ભેંશ,
નહિ તો ડોશી લઈને ભાગું.

પછી ઉંદર ડોશીને લઈને ભાગ્યો. ભાગતાં ભાગતાં એક ગામડાગામમાં આવ્યો. ચોરા પાસે બજાણિયા રમતા હતા.

બજાણિયાનો એક છોકરો દોરડા ઉપર ચડીને નાચતો હતો ને કૂદતો હતો. ત્યાં ઉંદરભાઈ જઈ પહોંચ્યા.

છોકરાને અધ્ધર ચાલતો જોઈ ઉંદર કહે – અરે ભાઈ! આટલા નાના છોકરાને તે કાંઇ મારી નાખવો છે? ઉપરથી પડશે તો સોયે વરસ પૂરાં થશે!

બજાણિયો કહે – છોકરો ન નાચે ત્યારે શું તારી ડોશી નાચે?

ઉંદર કહે – લે ને ભાઈ, મારી ડોશી. ચડાવ



એને દોરડે; મારું શું જાય છે?

બજાણિયે તો ડોશીને દોરડે ચડાવી. ડોશીમા બિચારાં ધ્રૂજતાં ધ્રૂજતાં દોરડે ચડયાં. પણ ડોશી કાંઈ દોરડા ઉપર નાચી શકે? ડોશીમા તો ધબ દઈને હેઠે પડયાં ને ત્યાં ને ત્યાં જ

રામશરણ થયાં!

ત્યાં તો ઉંદરભાઈ તૈયાર જ હતા. ઉંદર કહે – મારી ડોશીને કેમ મારી નાખી?

બજાણિયો કહે – કેમ કેમ શું કરે છે? દોરડેથી ડોશી પડીને મરી ગઈ; એમાં હું શું કરું? ઉંદર કહે–

લાવ મારી ડોશી,
નહિ તો ઢોલકું લઈને ભાગું;
લાવ મારી ડોશી,
નહિ તો ઢોલકું લઈને ભાગું.

પછી ઉંદરભાઈ બજાણિયાનું ઢોલકું લઈને ભાગ્યા. ભાગતાં ભાગતાં એક નાની એવી ટેકરી આવી. તેના ઉપર જઈને ભાઈ બેઠા ને ઢોલકું વગાડી ગાવા માંડયા:

ઢીબ ઢીબાંગ, ઢીબ ઢીબાંગ.
પૂંછડી સાટે વાંસલો લીધો;
ઢીબ ઢીબાંગ, ઢીબ ઢીબાંગ.
વાંસલા સાટે લાકડું લીધું;
ઢીબ ઢીબાંગ, ઢીબ ઢીબાંગ,
લાકડા સાટે રોટલો લીધો;
ઢીબ ઢીબાંગ, ઢીબ ઢીબાંગ.
રોટલા સાટે દોણું લીધું;
ઢીબ ઢીબાંગ, ઢીબ ઢીબાંગ.
દોણા સાટે ભેંશ લીધી;
ઢીબ ઢીબાંગ, ઢીબ ઢીબાંગ.
ભેંશ સાટે ડોશી લીધી;
ઢીબ ઢીબાંગ, ઢીબ ઢીબાંગ.
ડોશી સાટે ઢોલકું લીધું;
ઢીબ ઢીબાંગ, ઢીબ ઢીબાંગ.
ઢીબ ઢીબાંગ, ઢીબ ઢીબાંગ,
ઢીબ ઢીબાંગ, ઢીબ ઢીબાંગ.



ઉંદરભાઈ તો લહેરથી ગાતા હતા ને વગાડતા હતા. ત્યાં એક કાગડાભાઈ 'કોં કોં' કરતા આવ્યા ને ઉંદરભાઈને ઊંચે ઉપાડયા.
પણ ઉંદરભાઈ તો તોય ઢોલકી વગાડતા ગયા ને ગાતા રહ્યા–

ઢીબ ઢીબાંગ, ઢીબ ઢીબાંગ;
ઢીબ ઢીબાંગ, ઢીબ ઢીબાંગ!
ઢીબ ઢીબાંગ, ઢીબ ઢીબાંગ;
ઢીબ ઢીબાંગ, ઢીબ ઢીબાંગ●



એક હતો કાકો ને એક હતો ભત્રીજો. બન્ને જણા એક વાર જજમાનમાં નીકળ્યા. રામપુર જેવું ગામ. જઈને જજમાનમાં ઊતર્યા. જજમાને તો માનપાન દીધાં ને ગોરમહારાજને લાડવા કરવાનું કહ્યું.

કાકાભત્રીજાએ ખાખરા શેકીને ચૂરમું કર્યું, ને લાડવા વાળ્યા ત્યારે પાંચ થયા. હવે કાકો-ભત્રીજો વિચાર કરવા લાગ્યા કે ભાગ કેવી રીતે પાડવા? લાડવો ભાંગીને ભાગ પાડવાનું એકેયને ન ગમ્યું. છેવટે કાકાભત્રીજાએ એમ ઠરાવ્યું કે આપણે મૂંગા બેસો. બોલે તે બે ખાય ને ન બોલે તે ત્રણ ખાય.

કાકોભત્રીજો તો બોલ્યાચાલ્યા વિનાના લાંબા થઈને સૂતા. જજમાન આવીને જુએ છે તો કોઈ બોલે કે ચાલે! ઘણુંયે બોલાવ્યા પણ કોઈ જવાબ આપે ત્યારે ના? બધા કહે – કોણ જાણે એરુંબેરું કરડ્યો હોય ને મરી ગયા હોય તો!

જજમાન કહે – ત્યારે ચાલો હવે બ્રાહ્મણના દીકરા છે તે ઠેકાણે તો પાડીએ! બધાય વાતો કરતા હતા ને આ કાકોભત્રીજો પડ્યા પડ્યા સાંભળતા હતા. મનમાં કહે – આ તો ભારે થઈ છે! પણ કોણ બોલે! બોલે તો બે જ લાડવા મળે ના?

ગામના માણસો ભેગા થયા ને ઠાઠડી તૈયાર કરી. કાકાભત્રીજાને તો કચકચાવીને બાંધ્યા, પણ બેમાંથી એકેય બોલે તો કે? એ તો જાણે સાચેસાચાં મડદાં! 'ઓ... ઓ... ઓ' કરતા બધા એમને સ્મશાને લઈ ગયા. સ્મશાનમાં ચિતા ખડકીને બેઉ જણને સુવાડ્યા. બીજા બધા તો નદીએ નાહવા ગયા હતા; માત્ર પાંચ જણા ત્યાં બાકી હતા. જજમાને બિચારે પૂળો સળગાવ્યો ને 'ઓ... ઓ...!' કરીને ચિતાને આગ મૂકી.



કાકો મનમાં વિચાર કરે છે – બળી મરીએ તો કંઈ નહિ; લાડવા બે નથી ખાવા. ખાવા તો ત્રણ ખાવા, નહિતર કાંઈ નહિ!

ભત્રીજો વિચાર્યું... માર્યા! આ તો ત્રણ લાડવા ખાવા જતાં સમૂળગા જીવના જઈશું. છેવટે ભત્રીજો બોલ્યો – એલા ભાગજો! ત્રણ તારા ને બે મારા.

એમ કહ્યું ત્યાં તો કાકોભત્રીજો બંને ચિતામાંથી બેઠા થયા. પેલા પાંચે જણા કહે – ભાગો એલા! આ તો ભૂત થયા. પાંચે જણા જાય દોડયા!

કાકોભત્રીજો તો દોડતા દોડતા જજમાનના કોઢિયામાં જઈને લાડવા ખાવા બેસી ગયા; ત્રણ કાકાના ને બે ભત્રીજાના●

# બોલે તે બે ખાય



એક હતા મિયાં અને એક હતો વાણિયો. વાણિયો મિયાં પાસે રૂપિયા માગે. મિયાંની દાનત ખોરા ટોપરા જેવી; એને પૈસા દેવાનો સ્વપ્નેય વિચાર નહિ. વાણિયો ઉઘરાણીએ આવે પણ મિયાં આડાદોઢા જવાબ આપે.

વાણિયો ઉઘરાણી કરીને થાકયો; કહી કહીને થાકયો; કહેવરાવીનેય થાકયો પછી કંટાળ્યો. એક દિવસ કાખમાં ચોપડા લઈને મિયાંને ઘેર ગયો. જઈને કહે — છે ઈ ઘરમાં?

મિયાંનો છોકરો કહે – કેમ શેઠ! બાપુ તો બહાર ગયા છે.

વાણિયો કહે – કેમ ગયા છે?

છોકરો કહે – રળવા ગયા છે.

વાણિયો કહે – કયાં?

છોકરો કહે –સીમમાં લીંબોળી લેવા ગયા છે. વાડામાં બાપુ લીંબોળીનાં ઝાડ વાવશે; તેના લીંબડા થશે ને એને લીંબોળી આવશે. લીંબોળીઓ અમે ખાશું ને એના જે ઠળિયા રહેશે તે બાપુ વેચશે. તેના જે પૈસા આવે તેમાંથી વાણિયાનું દેવું દેવાનું છે.

વાણિયો સમજી ગયો... આ મિયાંના પૈસા કોઈ દિવસ પતે એમ નથી.

મિયાં ઘેર આવ્યા. છોકરે બધી વાત કરી. મિયાં કહે – બરાબર ન કહ્યું. છેવટે પૈસા આપવાની વાત કરી ને? એટલુંય શું કામ કહેવું 'તું?

ત્યાં તો વાણિયો ધૂંવાંપૂંવાં થતો આવ્યો. કહે – આ કાકાના રૂપિયા કાઢી નાખો, નહિતર કોરટે ચડીશ!

મિયાં કહે – કોણ બેટો ના પાડે છે? બોલાવો ને પંચને? પચ જે કહે તે આપણે કબૂલ છે. પંચ કહે તો રોકડા ખખડાવીને ગણી

પંચ આવ્યું. પંચ વિષ્ટિ કરવા મથ્યું. હામા હામા કરતાં સોના સાઠ આપવાનું પંચે ઠરાવ્યું. મિયાં કહે – સાઠ રૂપિયા તો બહુ થાય; કંઈ ઓછું કરો તો અબઘડી આપું.

વળી પંચે હામા હામા કરી બે આમ કાપી, બે આમ કાપી, અડધા રૂપિયા કાઢી નાખ્યા. એટલે પછી રૂપિયા આખા ત્રીસ આપવાના રહ્યા. મિયાં કહે – હવે બરાબર છે. વાહ, પંચે કાંઈ ન્યાય તોળ્યો છે! પંચ માબાપ સાચું છે. લ્યો, ત્યારે હમણાં જ આપું છું. આ દસ તો આપું છું; દસ અપાવીશ, ને દસમાં લેવું 'તું શું ને દેવું 'તું શું! આટલે દિવસે આટલું મોટું નામું સમજ્યા ત્યારે આટલી છૂટ તો મૂકવી જ જોઈએ ના?

વાણિયા સામે જોઈને મિયાંએ કહ્યું – જુઓ, શેઠજી! સાંભળી જાઓ; પછી એ પ્રમાણે ચોપડામાં લખી નાખો. સાંભળો –

**સોના કર્યા સાઠ,**<br>**અરધા ગયા નાઠ,**<br>**દસ દઉંગા, દસ દિલાઉંગા,**<br>**ઓર દસમેં કયા લેના ઓર દેના!**

મિયાંની ચતુરાઈ જોઈ વાણિયો હસી પડયો. મિયાંનો છોકરો કહે – બાપા! જુઓ, વાણિયો હસે છે.

મિયાં કહે – હસે જ તો. આજે તો પૈસા નગદેનગદ મળી ગયા●

એક હતી ચકી ને એક હતો ચકો. ચકી લાવી ચોખાનો દાણો ને ચકો લાવ્યો દાળનો દાણો. ચકલીએ તો એની ખીચડી રાંધી. ચૂલે ખીચડી મૂકીને ચકલીબાઈ પાણી ભરવા ગઈ. ચકલાને

ચકલી ગઈ એટલે ચકલાભાઈ તો કાચીપાકી ખીચડી ખાઈ ગયા. ચકલીને ખબર ન પડે એટલે ચકાભાઈ તો આંખે પાટા બાંધીને સૂતા. ત્યાં તો ચકલીબાઈ પાણી ભરીને આવ્યાં. ચકલાએ તો અંદરથી બારણાં વાસી દીધાં હતાં.

ચકી કહે – ચકારાણા ! જરા બારણાં ઉઘાડો.

ચકો કહે – મારી તો આંખો દુખે છે તે હું તો પાટો બાંધીને સૂતો છું. તમે હાથ નાખીને ઉઘાડો.

ચકી કહે – પણ આ બેડું કોણ ઉતારશે ?

ચકો કહે – કટૂરિયો ફોડી નાખો ને કુલડી ઉતારી ઘરમાં આવો.

ચકીએ તો કટૂરિયો ફોડી નાખ્યો ને કુલડી ઉતારી ઘરમાં ગઈ. જ્યાં રાંધણિયામાં જઈને ખીચડી સંભાળવા જાય ત્યાં તો તપેલીમાં ખીચડી ન મળે !

ચકી કહે – ચકારાણા, ચકારાણા ! આ ખીચડી કોણ ખાઈ ગયું ?

ચકો કહે – અમને તો કાંઈ ખબર નથી. રાજાનો કૂતરો આવ્યો હતો તે ખાઈ ગયો હશે.

ચકલી તો રાજા પાસે ફરિયાદે ગઈ. જઈને કહે – રાજાજી, રાજાજી ! તમારો કાળિયો કૂતરો મારી ખીચડી ખાઈ ગયો.

રાજા કહે – બોલાવો કાળિયા કૂતરાને. ચકલીની ખીચડી કેમ ખાઈ ગયો ?

કૂતરો કહે – મેં ચકલીની ખીચડી ખાધી નથી. ચકાએ ખાધી હશે ને ખોટું બોલતો હશે.

રાજા કહે – બોલાવો ચકાને.

ચકો આવ્યો ને કહે – મેં ખીચડી નથી ખાધી. કૂતરાએ ખાધી હશે.





રાજા કહે – એલા, સિપાઈ ક્યાં છે? આ ચકલાનું અને કૂતરાનું બેઉનું પેટ ચીરો, એટલે જેણે ખીચડી ખાધી હશે એના પેટમાંથી નીકળશે.
કૂતરો કહે – ભલે, ચીરો મારું પેટ; ખાધી હશે તો નીકળશે ના?
પણ ચકલો બીનો. ખીચડી તો એણે જ ખાધી હતી. એ તો ધ્રૂજવા માંડ્યો અને બોલ્યો – ભાઈસા'બ! ખીચડી તો મેં ખાધી છે. એક ગુનો માફ કરો.
રાજા તો ખિજાયો એટલે એણે ચકલાને કૂવામાં નખાવ્યો.
ચકલી તો કૂવા ઉપર બેઠી બેઠી રોવા માંડી. ત્યાં એક ગાયોનો ગોવાળ નીકળ્યો.

**એ ભાઈ ગાયોના ગોવાળ,**
**ભાઈ! ગાયોના ગોવાળ!**
**મારા ચકારાણાને કાઢે તો**
**તને ખીર ને પોળી ખવરાવું.**

ગાયોનો ગોવાળ કહે – બાપુ! હું કાંઈ નવરો નથી તે તારા ચકલાને કાઢું. હું તો મારે આ ચાલ્યો.
એમ કહીને ગાયોનો ગોવાળ તો ચાલ્યો ગયો. ચકલી તો કોઈ નીકળે એની રાહ જોતી બેઠી. ત્યાં ત્યાંથી ભેંશોનો ગોવાળ નીકળ્યો. ચકલી કહે –

**એ ભાઈ ભેંશોના ગોવાળ,**
**ભાઈ! ભેંશોના ગોવાળ!**
**મારા ચકારાણાને કાઢે તો**
**તને ખીર ને પોળી ખવરાવું.**

ભેંશોનો ગોવાળ કહે – હું કયાં નવરો છું તે તારા ચકારાણાને કાઢું?
એમ કહીને ભેંશોનો ગોવાળ પણ ચાલ્યો ગયો.
ચકી તો વળી કોઈની વાટ જોતી બેઠી ત્યાં બકરાંનો ગોવાળ નીકળ્યો. ચકલી બકરાંના ગોવાળને કહે –

**એ ભાઈ બકરાંના ગોવાળ,**
**ભાઈ! બકરાંના ગોવાળ!**
**મારા ચકારાણાને કાઢે તો**
**તને ખીર ને પોળી ખવરાવું.**

બકરાંનો ગોવાળ કહે – હું કાંઈ નવરો નથી તે તારા ચકાને કાઢું. હું તો મારે આ ચાલ્યો.
એમ કહીને બકરાંનો ગોવાળ પણ ત્યાંથી ચાલ્યો ગયો.
ચકલી તો બેઠી. ત્યાં સાંઢિયાની ગોવાળણ નીકળી. ચકલી કહે –

**એ બાઈ સાંઢિયાની ગોવાળણ,**
**બાઈ! સાંઢિયાની ગોવાળણ!**
**મારા ચકારાણાને કાઢે તો**
**તને ખીર ને પોળી ખવરાવું.**

સાંઢિયાની ગોવાળણને ચકલીની દયા આવી એટલે એણે ચકલાને કૂવામાંથી કાઢ્યો.
ચકલી કહે – ચાલો બહેન! હવે ઘેર જઈને ખીર ને પોળી ખવરાવું.
ગોવાળણ તો ઘેર આવી.
ચકલીએ તો ખીર ને પોળી ખંતથી કર્યાં, પણ ચકલો લુચ્ચો હતો. એણે તો એક લોઢી તપાવીને લાલચોળ કરી. ને જમવાનો વખત થયો એટલે ચકાએ લાલચોળ લોઢી ઢાળીને કહ્યું – લ્યો ગોવાળણબાઈ! આ સોનાને પાટલે બેસો.
ગોવાળણ તો સોનાને પાટલે બેસવા ગઇ ત્યાં તો વાંસે દાઝી! બિચારી બોલતી બોલતી ભાગી –

**ખીર ન ખાધી, હું તો દાઝી!**
**ખીર ન ખાધી, હું તો દાઝી!** ●

# કાગડો અને ઘઉંનો દાણો



એક ખેડૂતની સ્ત્રી એક વાર ગામને પાદર ઘઉં સાફ કરતી બેઠી હતી. એટલામાં એક કાગડો આવ્યો અને સૂંડલીમાંથી એક દાણો લઈ ઝાડ પર બેઠો. ખેડૂતની સ્ત્રીને બહુ ખીજ ચડી એટલે કાગડાને એક એવો તો પથરો માર્યો કે કાગડો 'કૌ કૌ' કરતો ઝાડ પરથી નીચે પડ્યો અને ઘઉંનો દાણો ઝાડની એક ફાટમાં

ભરાયો. ખેડૂતની સ્ત્રી એકદમ કાગડા પાસે ગઈ અને તેને પાંખથી પકડીને કહે – મારો ઘઉંનો દાણો લાવ, નહિતર હમણાં જ મારી નાખું. કાગડો કહે – મહેરબાની કરી છોડી દે; હું તારો ઘઉંનો દાણો હમણાં જ લાવી આપીશ.

કાગડો તો પછી ઝાડ પાસે ગયો અને ફાટમાં દાણો પેસી ગયો હતો એટલે ઝાડને કહે –

ઝાડ, ઝાડ! દાણો દે.

ઝાડ કહે – હું તો નહિ દઉં.

પછી કાગડો સુતાર પાસે ગયો. કાગડો કહે –

સુતાર, સુતાર! ઝાડ કાપ.
ઝાડે મારો દાણો લીધો,
માગું છું પણ આપે નહિ.

સુતાર કહે – હું તો કાંઈ ઝાડ કાપતો નથી.

પછી કાગડો ગયો રાજા પાસે. રાજા પાસે જઈને કાગડો રાજાને કહે –

રાજા, રાજા! સુતાર દંડ.
સુતાર ઝાડ કાપે નહિ,
ઝાડે મારો દાણો લીધો,
માગું છું પણ આપે નહિ.

રાજા કહે – હું તો કાંઈ સુતારને દંડતો નથી.

પછી કાગડો ગયો રાણી પાસે. જઈને રાણીને કહે –

રાણી, રાણી! રાજાથી રિસા'.
રાજા સુતાર દંડે નહિ,
સુતાર ઝાડ કાપે નહિ,
ઝાડે મારો દાણો લીધો,
માગું છું પણ આપે નહિ.

રાણી કહે – હું તો કાંઈ રાજાથી રિસાતી નથી.

પછી કાગડો ગયો સાપ પાસે. સાપ પાસે જઈને કાગડો કહે –

સાપ, સાપ! રાણીને ડસ.
રાણી રાજાથી રિસાય નહિ,
રાજા સુતાર દંડે નહિ,
સુતાર ઝાડ કાપે નહિ,
ઝાડે મારો દાણો લીધો,
માગું છું પણ આપે નહિ.

સાપ કહે – હું તો કાંઈ કોઈને ડસતો નથી.

પછી કાગડો ગયો ધોકા પાસે. જઈને ધોકાને કહે –

ધોકા, ધોકા! સાપ માર.
સાપ રાણીને ડસે નહિ,



રાણી રાજાથી રિસાય નહિ,
રાજા સુતાર દંડે નહિ,
સુતાર ઝાડ કાપે નહિ,
ઝાડે મારો દાણો લીધો,
માગું છું પણ આપે નહિ.

ધોકો કહે – હું તો કાંઈ સાપને મારતો નથી.

પછી કાગડો ગયો આગ પાસે. જઈને આગને કહે –

આગ, આગ! ધોકો બાળ.
ધોકો સાપ મારે નહિ,
સાપ રાણીને ડસે નહિ,
રાણી રાજાથી રિસાય નહિ,
રાજા સુતાર દંડે નહિ,
સુતાર ઝાડ કાપે નહિ,
ઝાડે મારો દાણો લીધો,
માગું છું પણ આપે નહિ.

આગ કહે – હું તો કાંઈ ધોકાને બાળતી નથી.

પછી કાગડો ગયો સમુંદર પાસે. જઈને સમુંદરને કહે –

સમુંદર, સમુંદર! આગ બુઝાવ.
આગ ધોકો બાળે નહિ,
ધોકો સાપ મારે નહિ,
સાપ રાણીને ડસે નહિ,
રાણી રાજાથી રિસાય નહિ,
રાજા સુતાર દંડે નહિ,
સુતાર ઝાડ કાપે નહિ,
ઝાડે મારો દાણો લીધો,
માગું છું પણ આપે નહિ.

સમુંદર કહે – હું તો કાંઈ આગ ઓલવતો નથી.

પછી કાગડો ગયો હાથી પાસે. જઈને હાથીને કહે –

હાથી, હાથી! સમુંદર સોસ.
સમુંદર આગ બુઝાવે નહિ,
આગ ધોકો બાળે નહિ,
ધોકો સાપ મારે નહિ,
સાપ રાણીને ડસે નહિ,
રાણી રાજાથી રિસાય નહિ,
રાજા સુતાર દંડે નહિ,
સુતાર ઝાડ કાપે નહિ,
ઝાડે મારો દાણો લીધો,
માગું છું પણ આપે નહિ.



હાથી કહે – હું તો કાંઈ સમુંદરને સોસતો નથી.
પછી કાગડો દોરડા પાસે જઈ ને દોરડાને કહે –

દોરડા, દોરડા ! હાથી બાંધ.
હાથી સમુંદર સોસે નહિ,
સમુંદર આગ બુઝાવે નહિ,
આગ ધોકો બાળે નહિ,
ધોકો સાપને મારે નહિ,
સાપ રાણીને ડસે નહિ,
રાણી રાજાથી રિસાય નહિ,
રાજા સુતાર દંડે નહિ,
સુતાર ઝાડ કાપે નહિ,
ઝાડે મારો દાણો લીધો,
માગું છું પણ આપે નહિ.

દોરડું કહે – હું તો કાંઈ હાથીને બાંધતું નથી.
પછી કાગડો ગયો ઉંદર પાસે. જઈને ઉંદરને
કહે –

ઉંદર, ઉંદર ! દોરડું કાપ.
દોરડું હાથી બાંધે નહિ,
હાથી સમુંદર સોસે નહિ,
સમુંદર આગ બુઝાવે નહિ,
આગ ધોકો બાળે નહિ,
ધોકો સાપ મારે નહિ,
સાપ રાણીને ડસે નહિ,
રાણી રાજાથી રિસાય નહિ,
રાજા સુતાર દંડે નહિ,
સુતાર ઝાડ કાપે નહિ,
ઝાડે મારો દાણો લીધો,
માગું છું પણ આપે નહિ.

ઉંદર કહે – હું તો કાંઈ દોરડું કાપતો નથી.
પછી કાગડો ગયો બિલ્લી પાસે. જઈને બિલ્લીને
કહે –

બિલ્લી, બિલ્લી ! ઉંદર ખા.
ઉંદર દોરડું કાપે નહિ,
દોરડું હાથી બાંધે નહિ,
હાથી સમુંદર સોસે નહિ,
સમુંદર આગ બુઝાવે નહિ,
આગ ધોકો બાળે નહિ,
ધોકો સાપ મારે નહિ,
સાપ રાણીને ડસે નહિ,
રાણી રાજાથી રિસાય નહિ,
રાજા સુતાર દંડે નહિ,
સુતાર ઝાડ કાપે નહિ,
ઝાડે મારો દાણો લીધો,
માગું છું પણ આપે નહિ.

બિલ્લીએ ઉંદરનું નામ સાંભળ્યું કે તરત જ તે ઉંદરને ખાવા દોડી. ઉંદર બિલ્લીને આવતી જોઈ દોરડું કાપવા દોડ્યો. કપાવાની બીકે દોરડું હાથીને બાંધવા લાગ્યું. હાથી બંધાવાની બીકે સમુંદર ઉલેચવા લાગ્યો. સમુંદર ઉલેચાવા લાગ્યો એટલે એ આગ ઓલવવા ગયો. આગ ઓલવાવા લાગી એટલે તે ધોકો બાળવા લાગી. એટલે ધોકો સાપને મારવા લાગ્યો. સાપને માર લાગ્યો એટલે તે રાણીને ડસવા દોડ્યો. રાણીને સાપની બીક લાગી એટલે રાણી રાજાથી રિસાઈ ગઈ. રાણી રાજાથી રિસાઈ એટલે રાજાએ સુતારને બોલાવ્યો.

સુતારને દંડાવાની બીક લાગી એટલે એ વાંસલો લઈને ઝાડ કાપવા દોડ્યો. અને ઝાડે સુતારને આવતો જોઈને ઘઉંનો દાણો કાગડાને આપી દીધો ! પછી કાગડો ઘઉંનો દાણો લઈને પેલી ખેડૂતની સ્ત્રીને જઈને આપી આવ્યો. ખાધું પીધું ને મોજ કરી●

સાત ભાઈ વચ્ચે એક બે'નડી. બહેનનું નામ સોનબાઈ. ભાભી સાથે સોનબાઈ ધૂળ લેવા ગઈ. સોનબાઈ ખોદે ત્યાં સોનું નીકળે અને ભાભી ખોદે ત્યારે ધૂળ નીકળે. ભાભીએ ધૂળનો સૂંડલો ભર્યો ને સોનબાઈએ સોનાનો સૂંડલો ભર્યો.

સોનબાઈના સૂંડલામાં સોનું જોઈ ભાભીને તો અદેખાઈ આવી. પોતાનો સૂંડલો માથે ચડાવીને તે ચાલવા મંડી. સોનબાઈ કહે – ભાભી, ભાભી! આ સૂંડલો ચડાવો ને?

ભાભી કહે – ચડાવ ને તારી મેળાએ? હું તો કાંઈ ચડાવતી નથી. એમ કહીને ભાભી તો ચાલતી થઈ ગઈ.

સોનબાઈ તો એકલી રહી. સૂંડલો ચડાવવા ઘણી જ મહેનત કરે પણ કેમે કરીને ચડે જ નહિ. ત્યાં તો એક બાવો નીકળ્યો. બાવો કહે – એલી, એટલું બધું બળ શું કામ કરે છે? લે સૂંડલો ચડાવું.

બાવાએ તો સૂંડલો ચડાવ્યો એટલે સોનબાઈ ઘર ભણી ચાલી. પણ ત્યાં તો બાવો એની વાંસે દોડ્યો ને એને ખાંધે બેસારીને પોતાની સાથે મઢીએ લઈ ગયો.



## જોગીડો વાટ જુએ

બાવો તો એની સાથે પરણ્યો. એને ચારપાંચ છોકરાંયે થયાં. બાવો તો જાત્રાએ નીકળ્યો. સાથે સોનબાઈ ને એનાં છોકરાં; ગામોગામ ફરે. સોનબાઈને ગામમાં લોટ માગવા મોકલે ને પોતે ગામ બહાર બેસે ને છોકરાંને સાચવે. એમ ફરતાં ફરતાં સોનબાઈ ઘણે વરસે પોતાના બાપના ગામમાં આવી. બાવે તો હમેશની પેઠે સોનબાઈને ભીખ માગવા મોકલી. સોન-

બાઈ ઘેર ઘેર ફરે છે અને ભીખ માગે છે...

**દંતા શેઠને સાત દીકરા;**
**સાતે ઉપર સોનબાઈ બે'ની.**
**મોતીડાં વીણતાં જોગીડે ઝાલી;**
**બાઈ, બાઈ! ભીખ દ્યો ને?**

આમ બોલતી જાય છે ને ફરે છે. કોઈ બટકુંક રોટલો આપે છે, તો કોઈ ચપટીક લોટ આપે છે. એમ ફરતાં ફરતાં સોનબાઈ પોતાને જ ઘેર ગઈ ને બોલી...

**દંતા શેઠને સાત દીકરા;**
**સાતે ઉપર સોનબાઈ બે'ની.**
**મોતીડાં વીણતાં જોગીડે ઝાલી;**
**બાઈ, બાઈ! ભીખ દ્યો ને?**

સોનબાઈ બોલી ત્યાં તો ઘરનું બધું માણસ ભેગું થઈ ગયું ને કહે – બાઈ, બાઈ! શું બોલી? ફરીને બોલ જોઈએ. સોનબાઈ ફરીને બોલી...

બધાં કહે – આ તો આપણી સોનબાઈ જ ન હોય! સોનબાઈને તો સૌએ ઓળખી. સોન-બાઈનાં તો સૌએ દુખડાં લીધાં ને ખવરાવી-પિવરાવીને ત્યાં જ રાખી.

બાવે તો સોનબાઈની ઘણી વાટ જોઈ પણ સોનબાઈ પાછી આવી નહિ. બાવો કહે – ચાલ ને ત્યારે સોનબાઈને ગોતવા જાઉં! બાવો તો બગલમાં ઝોળી નાખી સોનબાઈને શોધવા નીકળ્યો. બાવો ઘેર ઘેર ભીખ માગતો જાય છે ને બોલતો જાય છે...

**ટસરક ટીલડી ચોડી છે;**
**મસરક માથાં ગૂંથ્યાં છે;**
**ઘરે બાળકડાં રુએ છે;**
**જોગીડો વાટ જુએ છે.**

ફરતાં ફરતાં બાવો સોનબાઈને જ ઘેર આવ્યો ને બોલ્યો...

**ટસરક ટીલડી ચોડી છે;**
**મસરક માથાં ગૂંથ્યાં છે;**
**ઘરે બાળકડાં રુએ છે;**
**જોગીડો વાટ જુએ છે.**

ત્યાં તો ઘરનાં માણસો ભેગાં થઈ ગયાં ને કહે – આ તો ઓલ્યો બાવો! સોનબાઈને લઈ ગયો હતો એ જ!

બધાં કહે – બાવાજી! શું બોલ્યા? ફરી વાર બોલો જોઈએ?

બાવો ફરી વાર બોલ્યો...

**ટસરક ટીલડી ચોડી છે;**
**મસરક માથાં ગૂંથ્યાં છે;**
**ઘરે બાળકડાં રુએ છે;**
**જોગીડો વાટ જુએ છે.**

બધાં કહે – ઠીક છે; આ બાવાને તો એક વાર પાંસરો કરીએ!

પછી સૌ કહે – બાવાજી! આવો આવો. આ તમારું સાસરું છે. લ્યો, હમણાં સોનબાઈને વળાવીએ છીએ.

બાવાને તો કૂવા ઉપર ખાટલો ઢાળી એના ઉપર પાથરણું પાથરી બેસવાનું કહ્યું. બાવાજી જ્યાં ખાટલા ઉપર બેસવા જાય ત્યાં તો ભસ દઈને કૂવામાં પડી ગયા, ને રામ બોલો ભાઈ રામ!

પાદર જઈને સોનબાઈ પોતાનાં છોકરાંને લઈ આવી. પછી સોનબાઈની ભાભીને નાક-ચોટલો કાપીને અવળે ગધેડે બેસાડી કાઢી મૂકી; ને સોનબાઈએ ખાધું પીધું ને મોજ કરી●

એ કહેતી ગઈ–જરા ખીચડી સંભાળજે, દાઝી ન જાય. ચકલી કહે – ઠીક.

# ફૂંફૂંબાપા

એક હતો બ્રાહ્મણ. એને એક હતો દીકરો. બાપદીકરો એક દિવસ પરગામ જવા નીકળ્યા. રસ્તામાં બંને ભૂલા પડયા. ચાલતાં ચાલતાં મોટું જંગલ આવ્યું. તેમાં એક ડાકણનું ઘર હતું. બંને જણાને ભૂખ લાગી હતી તેથી તેઓ તે ઘરમાં ગયા, પણ ઘરમાં તો ડાકણ બેઠી હતી. તેને જોઈને બાપદીકરો બંને જણા



ખૂણામાં એક કોઠી પડી હતી તેમાં સંતાઈ ગયા. બપોર થયા એટલે ડાકણ બહાર ગઈ અને એક મોટો દૂધનો હાંડો લઈ આવી. પછી ડાકણે તેનો દૂધપાક બનાવ્યો ને કોઠી પાસે ઠરવા મૂકયો.

દીકરાને બહુ ભૂખ લાગી હતી; ખાવા માટે તે ઘણો ઉતાવળો થયો હતો. દૂધપાક જોઈને તેના મોંમાં પાણી આવ્યું, ને બાપને કહેવા લાગ્યો – બાપા ! હવે તો રહેવાતું નથી. હું તો બહાર નીકળીને ખાઉં છું. ભલે મને ડાકણ મારી નાખે!

બાપ કહે – ઠીક ત્યારે. હળવે હળવે કોઠીમાંથી બહાર નીકળ ને ડાકણને ડાબે પડખે બેસીને ખા. આ ડાકણ ડાબી આંખે બાડી છે એટલે તને દેખશે નહિ.

દીકરો કહે – ઠીક. પછી દીકરો બહાર નીકળ્યો. ભૂખ લાગી હતી તેથી ખાવા માટે તે ઉતાવળો થઈ ગયો હતો. એકદમ દૂધપાકમાં હાથ નાખી જ્યાં ખાવા ગયો ત્યાં તો દૂધપાક ઊનો હતો તેથી તે ખૂબ દાઝયો અને ફૂંફૂ કરી ફૂંકવા લાગ્યો.

ડાકણે અગાઉ કદી ફૂફૂ એમ સાંભળેલું ન હતું તેથી તે એકદમ બીની. તેના મનમાં થયું – આ મારા ઘરમાં કોણ આવ્યું હશે? નક્કી આ તો ફૂંફૂંબાપા છે; આ તો કોઈ મોટો રાક્ષસ લાગે છે!

તે એકદમ ઘર છોડીને નાઠી. રસ્તામાં તેને શિયાળ મળ્યું. શિયાળ કહે – બાઈ! આમ દોડતાં દોડતાં કયાં જાઓ છો?

ડાકણ કહે – અરે ભાઈ! શી વાત કહુ? મારા ઘરમાં તો કોક 'ફૂફૂ' એમ બોલે છે. હુ તો બહુ જ બીઉં છું. ઘરમાં મજાનો દૂધપાક રાખ્યો છે પણ અંદર જતાં જ બીક લાગે છે.

શિયાળ કહે – અરે બે'ન ! એમાં બીઓ છો શું? ચાલો, હું તમારી સાથે આવું. ડાકણને ઘેર તે કોણ હોય? તમારાથી તો સૌ કોઈ બીએ! ડાકણ અને શિયાળ પાછાં ચાલ્યાં. બન્ને ઘરમાં આવ્યાં. શિયાળે ચારેકોર જોયું તો કોઠી પાસે કે ઘરમાં કોઈ ન હતું, માત્ર કોઠીમાંથી ફૂંફૂં અવાજ આવતો હતો. દાઝેલો દીકરો હજી ફૂંકો મારતો હતો.

શિયાળ કહે – હં અં... ! કંઈક લાગે છે ખરું; પણ મને તપાસ કરવા દે. એમ કહીને તે કોઠી ઉપર ચડયું અને તેમાં ઊતરવા લાગ્યું. કોઠીમાં શિયાળની પૂંછડી ગઈ એટલે બાપે તે જોરથી ખેંચી ને આમળી.

શિયાળ તો ચીસેચીસ પાડવા લાગ્યું; તે કહે – ઓ બાપ રે! કોઠીમાં તો આમળિયોબાપો છે! ભાગો રે ભાગો! આ તો ફૂંફૂંબાપાનો મોટો બાપો લાગે છે! બીકમાં ને બીકમાં શિયાળે ખૂબ જોર કર્યું એટલે તેની પૂંછડી તૂટી ગઈ. ગભરાઈને તે અને ડાકણ જીવ લઈને નાઠાં! પછી બ્રાહ્મણ ને તેનો દીકરો બહાર આવ્યા ને દૂધપાક ખાઈને નિરાંતે ઘેર ગયા.





# કરતા હો સો કીજિયે

એક હતો કાગડો. તે રોજ નદીકાંઠે જાય અને બગલા સાથે બેસે. એમ કરતાં બને ભાઈબંધ થયા. બગલો માછલાં પકડે અને કાગડાને ખવરાવે. બગલો નવી નવી રીતે ને નવાં નવાં માછલાં પકડે. કાગડાને તો રોજ નવાં નવાં ભોજન મળે.





બગલો આકાશમાં ઊડે, ઊંચો ઊંચો ઊડે; નીચે નજર રાખે ને માછલું દેખી સરરર કરતો સરકે; લાંબી લાંબી ચાંચ પાણીમાં નાખે ને પગ ઊંચા કરે, ને પટ દઈ ને માછલું પકડે ને કાંઠે આવે.

કાગડો રોજ રોજ આ બધું જુએ, ને એનેય એમ કરવાનું મન થાય. તે મનમાં કહે – ચાલ ને, આપણેય એમ કરીએ! એમાં મોટી શી વાત છે? ઊંચે જવું, નીચે નજર રાખવી, માછલું દેખી નીચે આવવું, ને ચાંચ લંબાવી પાણીમાં નાખવી, ઊંધે માથે થવું ને પગને ઊંચે રાખવા. માછલું નહિ પકડાય તો જશે ક્યાં? કાગડો તો આકાશમાં ઊડ્યો; ઊંચો ઊડ્યો પણ કાગડાભાઈ તે કેટલું ઊડે?

ત્યાં તો પાણીમાં માછલું દેખાયું. કાગડાભાઈ ઝડપ દઈને હેઠે ઊતર્યા. પગ ઊંચા રાખ્યા ને ચાંચ નીચે કરી ઝટ લઈને માછલું લેવા ગયા, પણ ત્યાં તો માછલું ખસી ગયું ને ચાંચ લીલમાં ભરાઈ ગઈ! પગ ઊંચા રહી ગયા ને ભાઈસા'બ તરફડવા માંડ્યા. ઘણી મહેનત કરે પણ માથું ઊંડું ઊંડું ઊતરતું જાય!

ત્યાં બગલો આવ્યો. બગલાને દયા આવી ને કાગડાને માંડમાંડ ખેંચીને બહાર કાઢ્યો. પછી કાગડાને બગલાએ કહ્યું – ભાઈ!

કરતા હો સો કીજિયે,
ઓર ન કીજે, કગ!
માથું રહે શેવાળમાં
ને ઊંચા રહે બે પગ!

કાગડો તે દિવસથી સમજી ગયો ને બગલાની ચાલે ચાલવું ભૂલી ગયો●



આગળ વાંચો ભાગ ચોથો



## બાળવાર્તાઓ વિશે

આ નાનકડા પુસ્તકમાં જે બાળવાર્તાઓ આપેલી છે તેમાં કળા છુપાયેલી છે, તાત્ત્વિક બોધ અદશ્ય રૂપે વસે છે, જનસ્વભાવનું મૂક વર્ણન છે ને મુગ્ધ બાળકોને આશુતોષ આહ્લાદ ઓતપ્રોત છે; તેથી જ શિક્ષકને તે ઉત્તમ મદદગાર છે. અનુભવી અને ઉત્સાહી શિક્ષકોને એટલી જ પ્રાર્થના છે કે આ વાર્તાઓ સુધારવા પ્રયત્ન કરશો નહિ. આ વાર્તાઓનું ધ્યાન કરો, ધ્યાનથી તદાકાર થાઓ અને પછી જે તમને સ્ફુરે તે બાળકો પાસે મૂકજો. આ વાર્તાઓ શાસ્ત્રનો સંયમ પાળતી નથી, પણ તેની અંદર એક સ્વાભાવિક સંયમ હોય છે. પાપીને ધિક્કાર્યા વગર પાપપુણ્યનો ભેદ બતાવે છે, અને સમાજસેવાના ઉચ્ચ આદર્શનો ખ્યાલ આપતાં વિશ્વવ્યાપી પ્રેમ ઉત્પન્ન કરે છે. આ વાર્તાઓ યાત્રાળુઓની માફક દેશાંતરમાં ફરે છે, અને જ્યાં જ્યાં જાય છે ત્યાં પ્રેમધર્મ સ્થાપિત કરે છે.

● કાકા કાલેલકર



## શિક્ષક ભાઈબહેનોને

લ્યો આ બાળવાર્તાઓ. તમે તે બાળકોને કહી સંભળાવજો. બાળકો હોંશે હોંશે વાર વાર તે સાંભળશે. જોજો, વાર્તાઓ સુંદર રીતે કહેજો; વાર્તા કહેવાની ઢબે કહેજો; લહેકાથી કહેજો; રસથી કહેજો. કોઈ કોઈ વાર વાર્તાઓ વાંચી પણ સંભળાવજો. જેવડાં બાળકો હોય એવી વાર્તા પસંદ કરજો. ભાઈ! એક વાત ના કરતા. વાર્તાઓ બાળકોને ગોખાવશો નહિ; તેમની પાસેથી કઢાવશો નહિ; પરીક્ષાને માટે તેમને તે ભણાવશો નહિ.

તમે જાતે જ અનુભવજો કે વાર્તાઓ કેવી જાદુઈ લાકડી છે. તમારે બાળકો સાથે પ્રેમ બાંધવો હોય તો વાર્તાથી પગ માંડજો. તમારે બાળકોની અભિમુખતા સાધવી હોય તો વાર્તા પણ એક સાધન છે. મોટા પંડિત થઈને વાર્તા કહેશો નહિ; જ્ઞાન આપવા બેસશો નહિ; તટસ્થ રહીને કહેશો નહિ. વાર્તામાં તમે પોતે નાહજો અને બાળકોને નવડાવજો.

● ગિજુભાઈ



